**શ્રી ગોપિજન વલ્લભાય નમ:**
**શ્રી યમુને મહારાણી નમ:**





નદી, પર્વત, સાગર, જંગલ, વનસ્પતિ, વાયુ, આકાશ, સૂર્ય અને ધરતી સાચે જ અલૌકિક તત્વ છે. જે કોઈ જીવ તત્વ આ શ્રેષ્ઠ તત્વોને પોતાની કુશળતા, સાક્ષરતા અને યોગ્યતા પ્રમાણે પરમતત્વમાં પરિવર્તન કરે છે તે શ્રેષ્ઠ અને પરમતત્વ પામે છે. **શ્રી વલ્લભનું પ્રાકટ્ય બ્રહ્માંડ જીવ સૃષ્ટિનું શ્રેષ્ઠ દ્રષ્ટાંત છે, જે આ જગતને વૈજ્ઞાનિક સિદ્ધાંતોથી અલૌકિકતાની અનુભૂતિ કરાવે છે.**

**વૈજ્ઞાનિક સિદ્ધાંત છે કે જે તત્વની માત્રા સંયોજનમાં બીજા તત્વોની માત્રા થી ઓછી હોય, અધૂરી હોય, અસમર્થ હોય, નિમ્ન હોય તે તત્વ સદા યોગ્ય માત્રા, પૂર્ણ માત્રા, વધુ પ્રમાણની માત્રા પ્રમાણે એકાત્મ થાય.**

બ્રહ્માંડનું શ્રેષ્ઠ રહસ્ય છે - તત્વ સદા પરિવર્તિત છે સાથે સાથે અસરકારક છે. પરિવર્તન અને અસરથી જ કર્મ - ક્રિયા - વિચાર - સંકલ્પ - જિજ્ઞાસા જાગૃત થાય છે. કર્મનાં સિદ્ધાંત મુજબ કર્મફળની કક્ષા - શિક્ષા નક્કી કરે છે.

આજનું વાતાવરણ, જીવન, વ્યવહાર, શિક્ષણ, અર્થોપાર્જન, ગતિ, પ્રગતિ, ધારા ધોરણો, સિધ્ધાંતો, પ્રકૃતિ, સૃષ્ટિ, કૃતિ, વૃત્તિ, સંસ્કૃતિ, સંસ્કાર સર્વે આધારિત છે માનવ કૃત પરિબળો, પદ્ધતિઓ અને માન્યતાઓની અસૈદ્ધાંતિક પરિવર્તિત અસરથી જ એટલે જ મનુષ્ય વ્યસ્ત, અનિર્ણિત, અયોગ્યતા ભરેલી સમજ, ટૂંકી દ્રષ્ટિ, નિષ્કાળજી ભરેલા કાર્યો, અસક્ષમ વિચારો, અધૂરા સંબંધો, અનિયમિત આયોજનો, માન સનમાનની અણઘડતા, અવ્યવહારુ નીતિ અને રીતિ. ન પોતાને સમજે, ન કુટુંબને સમજે, ન સમાજને સમજે, ન ધર્મ સિદ્ધાંતને સમજે. બસ કેવળ જીવવું છે મનસ્વી પ્રમાણે, હરવું ફરવું છે વારસાઈથી આપ કમાઈથી ગાવું છે તમારૂ સહુ સહિયારૂ અને મારૂ તે મારૂ જ. કારણકે સિદ્ધાંતોની યોગ્ય સમજ નથી.
**શ્રેષ્ઠ સિદ્ધાંત છે - સૂર્ય એક છે - ધરતી એક છે - જળ એક છે - વાયુ એક છે - આકાશ એક છે તો આપણે સ્વ પણ એક જ છિયે અને સર્વે એ પોતાના યોગ્ય સિદ્ધાંત, યોગ્ય કેળવણી, યોગ્ય જ્ઞાન, યોગ્ય ભાવથી શ્રેષ્ઠ થવાનું છે.**

સર્વે એક બીજા સાથે માત્રાનાં પ્રમાણમાં જોડાયેલા છે કે કોઈ પણ તત્વ, જીવ, જડ, ચેતન હોય તે અચૂક જ આ તત્વોનાં સંસર્ગથી માનસિક, શારીરિક અને આત્મીય અસર પામ્યા વગર રહી શકતો જ નથી. એટલે તો સુખ - દુખ, સ્થિર - અસ્થિર, શુદ્ધ - અશુદ્ધ, નિરોગી - રોગી, આનંદ - કષ્ટ, એકાત્મ - વિરહ, શ્રેષ્ઠ - નિમ્ન, ભદ્ર - અભદ્ર, યોગ્ય - અયોગ્ય, યોગ - વિયોગ, વિજય - પરાજય, અજન્મા - જન્મોજય, સ્વતંત્ર - પરતંત્ર, કરુણા - ક્રોધ, નિષ્કામ - કામી, જ્ઞાની - અજ્ઞાની, બુદ્ધિશાળી - મૂર્ખ, ધૈર્ય - અધીરો, પ્રેમ - નફરત, વિશિષ્ટ - દુષ્ટ, સકર્મી -દુષ્કર્મી, નિર્દોષ - દોષી, નિર્ભય - ભયભીત, નિડર - ડરપોક, સત્ય - અસત્ય, અમર - મૃતક, વચની - નિર્વચની, તવંગર - ગરીબ, સભ્ય - અસભ્ય, પૂર્ણ - અર્ધ, શિક્ષિત - અશિક્ષિત, પવિત્ર - પાપી, સંસ્કારી - અસંસ્કારી, વિઘ્નહર્તા - વિઘ્નકર્તા, ઉપયોગી - નિરૂપયોગી, સાથ સાથ - અલગ અલગ, જોડ જોડ - તોડ તોડ, શાંત - અશાંત, મૌન - નિ:મૌન, નિષ્કપટ - કપટ, નિર્મોહી - મોહી, વિવેક - અવિવેક, નિસ:કલંક - કલંક, વીર - કાયર, નિરાભિમાની - અભિમાની, નિરહંકારી - અહંકારી, નિ:સંશય - સંશયી, નિ:સંદેહી - સંદેહી, નિર્દ્રોહી - દ્રોહી, સલામત - અસલામત, બ્રાહ્મણ - ક્ષુદ્ર, દયાળુ - નિષ્ઠુર, ધર્મી - વિધર્મી, વિશ્વાસ - અવિશ્વાસ, શ્રદ્ધા - અંધશ્રદ્ધા, સન્માન - અપમાન, વિતર્ક - તર્ક, ક્રિય - નિષ્ક્રિય, જાગૃત - સુસુપ્ત, સંસ્કૃત - વિકૃત, આશ્રય - નિરાશ્રય, નિખાલસ - ધૂર્ત, સિદ્ધ - પામર, વંદનીય - નિંદનીય, અમૃત - મૃત, સ્વીકૃત - તિરસ્કૃત, નિયમન - અરાજકતા, ગુણાતીત - ધૃણાતીત, ન્યાય - અન્યાય  આમ અગણિત રીતે યોગ્ય અને અયોગ્ય અસરો પામે છે અને તે જ રીતે તેની સદગતિ - દુર્ગતિ થાય છે.

અહીં જ તત્વ - જીવ - જડ - ચેતન **માન્યતાના** બંધનમાં ગોઠવાતો થાય છે અથવા આકર્ષાય છે, તે પોતે ત્વરીત તર્કતા ભરેલી, સામાન્યતા મેળવેલી, સાધારણ કક્ષિત સરળતા, સહાયતા, પરિણામ, સફળતાથી પ્રેરાયને સદા પરિવર્તન અને અસરમાં એકરૂપ થઈ જીવન નિર્વાહ - વ્યતીત કરે છે, એટલે જ વંશ પરંપરાગત જન્મ જીવન વ્યથિત અને અસફળ રહે છે, અસુરક્ષિત રહે છે, અમોક્ષિત રહે છે, સદા ઘટમાળમાં રહે છે, નર્કીય રહે છે, દુર્ગત રહે છે, અલભ્ય રહે છે, પામર રહે છે, દુ:ખી રહે છે, અધોગત રહે છે, વિકૃત રહે છે, અજ્ઞાની રહે છે. જે સમયને કાળ રૂપ માની કળયુગ સમજીને નિષ્ક્રિયા સ્વીકારીને માન્યતાનાં રીતિ રિવાજોમાં એકબીજાને દોષારોપણમાં ઉચ્ચ નીચનાં ભેદભાવમાં વહયા કરે છે.

આવા તત્વમય જીવ - જન્મ - જડ - ચેતન અને જીવનમાં સૈદ્ધાંતિક રીતે, શ્રેષ્ઠતા કેળવીને અચૂક સદગત સત્યયુગ કાળ પરિવર્તિત અને અસરકારક મોક્ષતા - સેવા પામી શકીએ છે.
આ સિદ્ધાંતો સતયુગનાં ચરિત્રો, રચનાઓ, કાળબદ્ધ પરિવર્તનો અને અસરોની અનુભૂતિને ક્રમબદ્ધ રીતે વર્તમાન જીવનમાં શિક્ષિત સિંચન - શિષ્ટિત સંચાલન - નિષ્ઠિત કેળવણી – નિશ્ચયી સંસ્કાર અપનાવી - સત્ય અચલિત - અમૃત અગણિતીત સ્વીકારીએ તો સદા પરમગતિ આનંદ પરમાનંદ પામી શકીએ.

**હિંદુ સનાતન સંસ્કૃતિ વેદ - વેદાંત - બ્રહ્મસૂત્ર - ઉપનિષદ - ગીતા - ભાગવત અર્થાત પ્રસ્થાન ચતુસ્ઠયી આધારિત હિંદુ સંસ્કૃતિનાં શ્રેષ્ઠ પ્રણેતા શ્રી વેદ વ્યાસજી થી શ્રેષ્ઠ શ્રી શુક્રાચાર્ય – શ્રી ગર્ગાચાર્ય - શ્રી શંકરાચાર્યજી - શ્રી રામાનુજચાર્યજી - શ્રી માધવચાર્યજી - શ્રી નિંબકાચાર્યજી અને શ્રી વલ્લભાચાર્યજી સાથે આદિ યોગ્ય આચાર્યોએ પોતાના આત્મીય જ્ઞાન અને સેવાકીય સિદ્ધાંતોનો પાયો પોતાના જીવન ચરિત્રથી સાર્થક, યથાર્થ પુરુષાર્થ અને સેવાથી પ્રમાણિત કર્યું છે કે તત્વમય જીવ - જન્મ - જડ - ચેતન જીવનને**

**સૈદ્ધાંતિક કેળવવા અને અપનાવવાથી સૂક્ષ્મ થી સૂક્ષ્મ કાળનું સત્યમાં પરિવર્તિત અને અસરકારક કરી મોક્ષતા - સેવા - આનંદ - પરમાનંદમાં એકરૂપતા પામી શકાય છે**, તેથી જ આપ સર્વેનાં જન્મને પ્રાકટ્યની યોગ્યતામાં પ્રસ્થાપિત કરવામાં આવે છે.

આપણે પણ આ સાર્થકતા અને યથાર્થતાથી આપણાં જન્મને પણ પ્રાકટ્યની યોગ્યતામાં પ્રસ્થાપિત કરી શકીએ છીએ. એટલે જ એમના જીવન ચરિત્ર - રચનાઓ - સિદ્ધિઓ - સિદ્ધાંતો - વ્યવસ્થાઓ - નિત્ય લીલાઓ - ક્રિયાઓ - પદ્ધતિઓનું વારંવાર અર્થઘટન - સમય અને જીવન અનુસાર અનેક પ્રકારના નીતિ નિયમો, વિચાર વિનિમયો, વિહંગલોકનો, ટીકાઓ અને માન્યતા આધારિત - શ્રદ્ધા આધારિત - ચમત્કાર આધારિત - અનુભવ આધારિત - અનુભૂતિ આધારિત - જ્ઞાન ભાવ આધારિત અને અનુયાયી આધારિત જે જે વ્યાવહારિક-વાસ્તવિક-પ્રયોગિક-ઉપયોગી-ક્રિયાત્મક જ્ઞાન અને ભાવ ઉદભવે તે આધારિત જે પ્રથા સંચાલિત થઈ તેનો સ્વીકાર અને અપનાવવાનો અધિકાર પ્રાપ્ત કરી જે વ્યવસ્થા ગોઠવવામાં આવે છે તેને ધર્મ સંસ્થાપનની પ્રક્રિયા સમજવામાં આવે છે, જે વ્યવસ્થામાં સામાજિક - આર્થિક અને આધ્યાત્મિક કલ્યાણ અને સુખ શાંતિ પરિસ્કૃત - પરિનિમિત - પરિણામિત જ હોય છે.

આ વ્યવસ્થામાં જાતિભેદ - ક્રિયાભેદ - કર્મભેદ - વર્ણભેદ - જ્ઞાનભેદ - ભાવભેદ - બોધભેદ - જલભેદ આદિ કોઈપણ પ્રકારનો ભેદ સ્વીકારાતો કે અપનાવાતો નથી. કેવળ કલ્યાણ - શિક્ષણ - સંરક્ષણ - જ્ઞાન - ભાવનું જ બંધારણ બંધાય છે, જે સર્વ માન્યતા અને સ્વીકાર્યથી નીતિ નિયમો સંચાલિત અમલમાં આવે તેને ધર્મ સમજવામાં આવે છે.

**ચરિત્રોમાં શ્રી વલ્લભાચાર્યજીનું જન્મ - જીવનની વાસ્તવિક્તા, ક્રિયાત્મકતા, વ્યવહારિકતા, સમય અનુસાર વિવિધતામાં આપશ્રીની શ્રેષ્ઠત્તા, જ્ઞાનતા, સિદ્ધિઓ, રચનાઓ, સિદ્ધાંતો, નિત્ય લીલાઓ, યોગ્યતા, સાર્થકતા, સામર્થ્યતા, યથાર્થતા અને વ્યવસ્થા નિર્ણાયક પરિસ્કૃત, સ્વીકૃત, પરિણામિત પદ્ધતિસર કૃતાર્થ કરી જે પુષ્ટિમાર્ગની સ્થાપના સ્થાપી તે જગત અને બ્રહ્માંડમાં સર્વ શ્રેષ્ઠ, સર્વોત્તમ અને પૂર્ણ પુરુષાર્થ છે.**
**જે માનસિક અને વૈજ્ઞાનિક વિકાસ માટે સુરક્ષિત, સુયોજિત, સુસંયમિત, સુસંચલિત સરળ અને આનંદ ઉત્સવિત છે. જે અત્યારનાં કાળ અને તત્વ સૃષ્ટિ માટે શ્રેષ્ઠ છે.**

આજે સર્વે તત્વો, જીવ - જડ - ચેતન અતિ અજંપા, વ્યથિત અને અવ્યવહારિક પરિસ્તિથીમાં જીવન નિર્વાહ વ્યતીત કરે છે. જીવ, પ્રકૃતિ, સૃષ્ટિ, જગત, બ્રહ્માંડ સર્વે અનિયમિતતાથી, અનૈતિક્તાથી, અસૈવેધાનિકતાથી વ્યવહાર અને ક્રિયા કરી રહ્યા છે. જીવ તત્વ સંસાર ચક્રમાં અટવાયા કરે છે, મુઝવણમાં છે, અનિર્ણાયકમાં છે, અમાન્યમાં છે, અસ્થિરતામાં છે, દિશાહીન છે, સંશયમાં છે, સંદેહમાં છે, ત્રાહિમામ છે, નિર્લજ છે, અસ્પૃશ્ય છે, લાચાર છે ત્યારે જ શ્રી વલ્લભાચાર્યજીનાં જીવન ચરિત્રને સૂક્ષ્મતાથી સ્પર્શ કરતા જઈશું તો અવશ્ય આપણો જન્મ અને જીવનને પણ યોગ્યતા પૂર્વક સૈદ્ધાંતિક અને વૈજ્ઞાનિક પદ્ધતિએ સિંચિ શકીશું.

**દંડવત પ્રણામ આચાર્યવર!** હ્રદયસ્થ વિનંતી સ્વીકાર્ય કરી આજ્ઞા યાચું છું, આપના પ્રાકટ્યની સૂક્ષ્મતા પામીને મારાં તન, મન અને આત્મ તત્વને પુષ્ટિ સ્પર્શ સ્વીકારી આપનો સેવક થઈ જન્મ જીવનને દાસત્વ સાંપડી કૃતાર્થ કરૂ.

**હે શ્રીવિભૂષિત અખંડ ભૂમંડલાચાર્ય ચક્રચૂડામણિ મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્ય!**
**હે વિશિષ્ટશુદ્ધાદ્વૈત નિર્ગુણ પુષ્ટિમાર્ગ પ્રણેતા!**
**હે બ્રહ્મ પ્રજ્ઞેતા! હે સર્વોત્તમ પ્રજ્ઞાની શ્રી મહાપ્રભુજી! હે વ્યુત્પન્ન વાકપતિ! હે વૈશ્વાનર પ્રાણપતિ!**
**હે લક્ષ્મણભટ્ટજી સૂત! હે અગ્નિ પતિ! હે યજ્ઞ પતિ! હે કૃષ્ણત્વવિદ! હે યમુનેવિદ! હે વલ્લભ! હે પુષ્ટિપતિ!**
આપને મારા દંડવત પ્રણામ સ્વીકાર હો!

**અજ્ઞાન તિમિરાન્ધસ્ય જ્ઞાનઞ્જનશલાકયા ।**
**ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરુવે નમઃ ॥**

**" ધર્મસંસ્થાપનાર્થાય સમ્ભવામિ યુગે યુગે " હે શ્રી વલ્લભ! મને કૃતજ્ઞ કરે ।**

પુષ્ટિમાર્ગને કેમ જાણવો? એટ્લે આપણે શું છે? આપણો જન્મ - કુટુંબ, આપણું અનુસંધાન અને અંશ પ્રમાણે પુષ્ટિમાર્ગને જાણવો કેમ? અત્યારે આપણે જે છીએ, તો કેમ છીએ? સંસ્કાર, શિક્ષા, કક્ષા - મનુષ્યતાં અને માન્યતા પ્રમાણે
પુષ્ટિમાર્ગને કેવી રીતે જાણવો? સિદ્ધાંત અનુસાર, સિદ્ધાંતોનું બંધારણ કેવી રીતે? શાસ્ત્ર પ્રમાણે, વૈષ્ણવ ચરિત્રો પ્રમાણે, કાળ અનુસાર - ભૂત, વર્તમાન પ્રમાણે, વૈજ્ઞાનિક પ્રમાણે
પુષ્ટિમાર્ગને જાણવો કેવી રીતે? પદ્ધતિઓ - સામાન્ય - ધર્મીય - વૈજ્ઞાનિક
પુષ્ટિમાર્ગને સમજવો કેવી રીતે? ચરિત્રોનાં અનુસંધાનોથી, શાસ્ત્રોનાં અનુસંધાનોથી, કાળ પરિસ્તિથીઓથી
પુષ્ટિમાર્ગને કેવી રીતે સમજવો? આંતર શિક્ષણથી, બાહ્ય શિક્ષણથી
પુષ્ટિમાર્ગને અપનાવવો કેવી રીતે? સંકલ્પ - લક્ષ - મુક્તિ - મોક્ષ - ભક્તિ - એકાત્મ - પ્રેમ
પુષ્ટિમાર્ગને કેવી રીતે અપનાવવો? સૈદ્ધાંતિક, લાક્ષણિક, વૈજ્ઞાનિક પદ્ધતિઓ
પુષ્ટિમાર્ગ ને જાણવા, સમજવા અને અપનાવવા આપણે આપણાં તન - મન - ધન - જીવન અને જન્મનાં અનુસંધાનને વાગોળવું પડશે અને અત્યારની ક્ષણ સુધીનાં જીવનને શ્રી વલ્લભાચાર્યજીનાં ચરિત્ર સાથે તફાવતી સંસ્કાર, શિક્ષા, અનુસંધાનો, કાળ, પરિસ્તિથી, વિચાર - ક્રિયા-લીલાને તપાસવી અને ચિંતન કરવી યોગ્ય છે, અને જે જે તારાત્મય નીકળે તેને પરિવર્તન કરતાં અપનાવતા જઈશું તો અચૂક જન્મ -જીવન સાર્થક અને યથાર્થ કરી શકીશું.

હજારો વર્ષ પહેલા ધર્મ શું હતો અને કેવી રીતે ઘડાતો હતો, કયા સિદ્ધાંતોથી ઘડાતો હતો અને કોણ સિદ્ધ કરતું હતું. અસંખ્ય પરિવર્તનો, અસંખ્ય વિચાર વિમર્શ, અસંખ્ય પરિણામો, અસંખ્ય વ્યવસ્થાઓ અને ન્યાયી સિદ્ધાંતો આધારિત, સર્વ તાત્વિક, આર્થિક, લાક્ષણિક, કળા, રમત ગમત, ત્યોહાર, સભ્યતા, ઉદેશ્ય, માનસિક, શારીરિક, આત્મીય, જ્ઞાન, સ્વરક્ષણિક, રહણીક, વ્યવસાયિક, પ્રાકૃતિક, આચારિક, વ્યવહારિક ધારા ધોરણો

અને વૈજ્ઞાનિક પરીક્ષણ, વિશાળ દ્રષ્ટિકોણ, આત્મ રક્ષણ સલામતી અભિકોણથી જે સમૂહ જે નીતિ નિયમ બંધારણ ઘડે તે તે વિસ્તારનો સમૂહને અચૂક માન્ય રાખીને જ જીવવાનું. જેમ જેમ જીવન વિતાવતો જાય છે તેમ તેમ તેને સમજ પડતી જાય છે પોતાના આત્મ રક્ષણની, જે સમય આધારિત મૂળ બની જાય છે. તેના રક્ષણ માટે જ રચેલ સિદ્ધાંતો ધીરે ધીરે ધર્મનાં સ્વરૂપમાં નિરુપિત થાય છે. આ સમૂહ ધીરે ધીરે વિસ્તરતો વિસ્તરતો પોતાને એક આકાર આપે છે, પોતાના અનુભવોનો અને સાથીઓનાં અનુભવોનો નિચોડથી માન્યતા, વૈજ્ઞાનિક, ભૌગોલિક અને વિદ્યા ક્ષેત્રેથી પામતા સિદ્ધિઓ, પરિણામો અને ભૂતકાળમાં પૂર્વજોએ અપનાવેલા અભિગમોને સમય અને સમજ મુજબ પરિવર્તન કરતો કરતો એક સિદ્ધ મૂળભૂત બંધારણ ઘડે છે તે ધર્મ સંસ્થાપન. શ્રી વલ્લભાચાર્યજીએ પોતાનાં જીવનમાં ઘણા અનુસંધાનો વણ્યા જેમાં શ્રીકૃષ્ણ ચરિત્ર અને સર્વે પ્રાથમિક આચાર્યોનોં અનુભવ સિંચિ વૈજ્ઞાનિક સિદ્ધાંતોની સિદ્ધતાથી પુષ્ટિમાર્ગ સંસ્થાપ્યો.

**શ્રીવલ્લભાચાર્યજીનું જીવન ચરિત્ર થી જ આપણે આપણો જન્મ જીવન જગત બ્રહ્માણ્ડ પરબ્રહ્મ સમજીશુ. શ્રીવલ્લભાચાર્યજીનોં જન્મ અને ચરિત્ર સમજતા સમજતા આપણો જન્મ અને આપણાં જીવનની વ્યવહારિકતા સમજતા વધવું અતિ આવશ્યક છે. જીવ જીવન પ્રકૃતિ જગત સૃષ્ટિ બ્રહ્માણ્ડ આત્મા અને પરબ્રહ્મને વૈજ્ઞાનિક સિદ્ધાંતોથી જ સમજીશુ તો જ સત્ય સમજાશે અને પમાશે.**

જગતનાં સર્વે ઋષિ મુનિઓ, વૈજ્ઞાનિકો, ધર્મ આચાર્યો, સંતો અને ભક્તોનાં જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞાન - ભાવ, ભજન અને ભક્તિનાં સર્વે કર્મો વિજ્ઞાનની સૂક્ષ્મતાથી જ સંસ્કારી અને શિક્ષિત થયા. આ પદ્ધતિથી જ આપણે વ્યવસ્થિત, સુંદર, સુખ અને શાંતિ પામતા પામતા આનંદને ઓળખી શકીશું.
**હે પંડિત યજ્ઞનારાયણ! જ્યારે તમારા કુળમાં સો સોમયજ્ઞ પૂર્ણ થશે ત્યારે હું તારી ત્યાં પુત્ર રૂપે અવશ્ય જન્મ ધારણ કરીશ.** આ ભવિષ્યવાણી ક્યાંથી અને કેમ પ્રકટ થઈ?

આપણે સહુ અતિ સંશયી અને સંદેહી માનવ જીવો છીએ, આપણે આપણાં મનને એવી માન્યતાઓથી શિક્ષિત કર્યું છે - જે ચમત્કાર અથવા ભૌતિક ફળ પામ્યા વગર સ્વીકાર કરીએ જ નહીં. એટલે જ આપણાં સર્વે શાસ્ત્રોનો પ્રારંભ આવી આવી ઘટનાઓથી રચવામાં આવે છે.

આવી ભવિષ્યવાણી આપણાંને પણ અચૂક થઈ શકે છે જ. આજે જે રીતે વૈજ્ઞાનિક યુગ છે અને આપણે જે રીતે સંસ્કાર સંસ્કૃત સ્નાતક અભ્યાસ કર્યો છે તેના જ અનુસંધાનથી આપણી વ્યાવહારિક અને ક્રિયાત્મક માન્યતામાં પરિવર્તન લાવીએ તો અચૂક યોગ્ય અસર પામીશું. આ આમૂલ પરિવર્તન શ્રી વલ્લભાચાર્યજીનાં જન્મ જીવન ચરિત્રથી અચૂક સમજીશું અને અનુભવ પામીશું કે આપણી ત્યાં પણ આમ થાય.

આપણે પરિવર્તન લાવવાનું છે - સંકલ્પબળથી નિશ્ચય કરવાનો છે અને પુરુષાર્થબળથી સિદ્ધ કરવાનું છે.
૧. મારા કુટુંબમાં શ્રી વલ્લભનું પ્રાકટ્ય થશે જ
૨. મારી માન્યતામાં જન્મ - જીવ - સંસ્કાર - સ્નાતક અભ્યાસનો યોગ્ય સિદ્ધાંત પ્રમાણે ઉપયોગ
3. કૌટુંબિક સ્વીકારેલ અપનાવેલ ધર્મનો શ્રેષ્ઠતમ સૈદ્ધાંતિક સત્યાર્થી નિષ્ઠિય અમલ ( અંધશ્રદ્ધા નો નાશ )
૪. દરેક વ્યવસાયલક્ષી ક્રિયાઓમાં વિશ્વાસ અને સંયમી ( ન સંશય ) વ્યવહાર

૫. સ્વમાં વ્યાવહારિક અને ક્રિયાત્મક વૈજ્ઞાનિક સિદ્ધાંતોનો અમલ ( અવ્યવહારુ માન્યતા નો નાશ )
૬. જ્ઞાન અને ભાવમાં મૂળ સૈદ્ધાંતિક સમજ
૭. શાસ્ત્રોનો અભ્યાસ વૈજ્ઞાનિક સિદ્ધાંતથી સમજવો - રૂઢિચુસ્ત માન્યતાને વૈજ્ઞાનિક ધોરણે પરિવર્તન કરવી
૮. અજ્ઞાનતા - તિરસ્કૃત - નિષ્ઠુર - અસંવેદના - પાપી - વિશ્વાસઘાત - અધર્મ જીવનથી મુક્તિ પામીશું
૯. જન્મકુળ યોગ્ય જન્મશે - ન કોઈ અપંગ - ન કોઈ રોગી - ન કોઈ ભોગી જન્મશે
૧૦.કદી નસીબ કે કદી અન્યતાનો સહારો - મદદ નહીં લેવી પડે
૧૧.કૃષ્ણમય જીવન - વલ્લભીય સેવા અને પુષ્ટિ યાત્રાનું ફળ ભોગવીશું
૧૨.ભૂતકાળ - વર્તમાનકાળ અને ભવિષ્યકાળ સદા સુધરશે
૧૩.ભણવામાં નિષ્ણાત - વ્યવસાયમાં નિષ્ણાત - ધર્મમાં નિષ્ણાત કુટુંબ પ્રસ્થાપિત થશે
૧૪.ભાવે ભજીશું સુંદીર શ્યામ - જ્ઞાને જગાવીશું ગીતા જ્ઞાન
૧૫.મંગળા-શૃંગાર-ગ્વાલ-રાજભોગ-ઉત્થાપન-ભોગ-સંધ્યાઆરતી-શયન દર્શન કરીશું આઠો યામ

**સામાન્ય જીવન જીવતા શ્રી વલ્લભનાં પૂર્વજો સદા નિષ્ઠા અને વિશ્વાસથી પોતાનો જીવન ધર્મ નિભાવતા, ભવિષ્યવાણીની પ્રતિક્ષા કરતાં વિતાવતા હતા ત્યાં એક યાત્રામાં માતા ઇલ્લમાગુરુને પ્રસવ પીડા ઉપડી જે લક્ષ્મણભટ્ટજીએ નિશ્ચેતન સમજેલા પુત્ર રૂપે પૂર્ણ પાડી. ગીંચ ઝાડીની એક બખોલમાં સલામત પૂર્વક મૂકી દુ:ખદ અવસ્થામાં અયોગ્યતાનાં વિચારો વમળમાં આગળ વધ્યા.**

માનવ સમાજની જીવનશૈલી - માનવ સમાજનાં રીતિ રિવાજો - માનવ સમાજની પરિસ્તિથી અને માનવ સમાજની માન્યતાનો ખ્યાલ કરીએ તો માનવ કેટલી શ્રદ્ધા અને અંધશ્રદ્ધામાં જીવન વિતાવતો હશે કે તે આવી રીતે બાળકને આમજ મૂકીને - છોડીને આગળ વધતું હશે ! હા ચોક્કસ! તે સમયે ચારેબાજુ અંધકાર ભરેલું વાતાવરણ હતું, મલેચ્છોનો ત્રાસ અને અસહ્ય ઉપદ્રવ હિંદુ દેશવાસીઓને ક્રૂરતાથી કનડગત કરતા હતા. આવા અંધકારમય જગતમાં માનવ ઘણી રીતે નાસીપાસ થઈને અયોગ્ય નિર્ણય લે છે.

**વિચાર – (લક્ષ્મણભટ્ટજી વિચારે છે આપણાં અનુસંધાનો થી )**

**૧. માન્યતામાં**

(અ) અમારી અતૂટ ધર્મનિષ્ઠામાં આમ કેમ?
(બ) અમારા કુટુંબમાં કોઈ એવું વ્યક્તિત્વ નથી અને ન હતું જે અયોગ્યતા પૂર્વક જીવન જીવ્યુ હોય?
(ક) સદા શુદ્ધ પવિત્ર અને નિર્મળ કર્તવ્યતા નિભાવીએ છીએ, તો આમ કેમ?
(ડ) સંસ્કાર પારાયણ - વ્યવહાર નારાયણ - સેવા ધારાયણ, તો આમ કેમ?
(ઇ) ન પૂર્વજોની અયોગ્યતા - ન સામાજિક આલોચના, તો આમ કેમ?
(આઈ) શ્રેષ્ઠ પૂજ્યતા - શ્રેષ્ઠ આશીર્વાદ - શ્રેષ્ઠ મૂલ્યાંકન - શ્રેષ્ઠ સિદ્ધાંતિક આચરણ, તો આમ કેમ?
( ઑ ) પૂર્વજોની કર્મફળતાની સત્ય ભવિષ્યવાણી ! તો આમ કેમ?

**<u>૨. સામાન્યતામાં</u>**

(૧) અમારા નસીબમાં જ આમ કેમ?
(૨) અમે અતિ આશાવાદી છે, એટલે?
(૩) અમને કોઈનો શાપ છે?
(૪) અમે કાળજી નથી રાખી એટલે?
(૫) અમે દોષી હોવા જોઇયે, એટલે?
(૬) અચૂક અમે કોઈનું ખોટું કર્યું છે, એટલે?
(૭) અમે યોગ્ય નથી?
(૮) ભગવાન ઇચ્છતા નથી?
(૯) અમે અંધશ્રદ્ધાથી સભર છીએ?
(૧૦) કોઇની નજર લાગી?

**<u>૩. વૈજ્ઞાનિકતામાં</u>**

(ય) શ્રેષ્ઠ તત્વોનું સંપાદન કરતું જીવ જીવનમાં અયોગ્યતાનું સર્જન થાય જ નહીં, તો આમ કેમ?
(ર) અશુદ્ધ તત્વોનું યજ્ઞ દ્વારા શુદ્ધમાં પરિવર્તન થતું હોય ત્યાં આમ કેમ?
(લ) શુદ્ધ તત્વોનું જ્યાં પરિભ્રમણ થતું હોય ત્યાં આમ કેમ?
(વ) વ્યક્તિત્વની આભામાં વિશુદ્ધતા ત્યાં સર્વથા શુદ્ધ ! તો આવી અશુદ્ધતા કેમ?
(ઉ) વાયુ શુદ્ધ - જળ શુદ્ધ - અગ્નિ શુદ્ધ - આકાશ શુદ્ધ - રજ શુદ્ધ તો આ અશુદ્ધતા કેમ?
(ઊ) જ્ઞાનતાનો પૂંજ તો અંધકાર કેમ?
(સા) જર શુદ્ધ - મન શુદ્ધ - તન શુદ્ધ - ધન શુદ્ધ - અંત:કરણ શુદ્ધ - તન માત્રા શુદ્ધ તો આમ કેમ?
(રે) સ્થૂળ શુદ્ધ - ચેતન શુદ્ધ તો આમ કેમ?
(ગ) ભૂત શુદ્ધ - વર્તમાન શુદ્ધ તો આમ કેમ?

ઓહહ! નહી નહી! અત્યંત સંવેદના અને દુ:ખી થઈ એકબીજાને સાંત્વન આપતા આપતા એક ગામ નજીક પહુંચે છે, ત્યાં જ એક હાફળો દોડતો વ્યક્તિ લક્ષ્મણભટ્ટજી પાસે આવીને ઈશારો કરતો બોલ્યો - ભાઈ! તમે જ્યાંથી આવી રહ્યા છો ત્યાં રસ્તામાં જે કંઈ ભૂલી ગયા છો તે ઝાડની બખોલની ચારે બાજુ અગ્નિની જ્વાળા સળગે છે અને તેમાં કોઈ બાળકનો રમતું હોય તેવો અવાજ આવે છે.
આટલું સાંભળતા જ લક્ષ્મણભટ્ટજી અને ઇલમ્માગુરુ ત્યાં જલ્દીથી પહોચવા દોડ્યા. જુએ છે તો ચારે બાજુ પ્રચંડ અગ્નિ અને એમાં એક બાળક હસતું રમતુ હતુ. અચંબિત ! બંને અતિ આનંદમાં અચંબિત ! અરે આ રમતું બાળક! ચારે તરફ આટલી પ્રબળ તેજ જ્વાળા જે તેને કોઈ અસર નથી પમાડી શકતું ! અદભૂત ! બંનેનો હર્ષનો પાર ના રહ્યો અને ઇલ્લમાગુરુ તુરંત દોડીને બાળકને છાતી સરખે ચાંપી દીધું. ઓહહ અદભૂત લીલા ! લક્ષ્મણભટ્ટજીનાં આનંદની સીમા ના રહી, તે બાળકને વારંવાર પોતાનાથી અળગો જ નથી કરતાં. અલૌકિક આશ્ચર્ય !

**<u>વિચાર</u>**

**૧. માન્યતામાં - સામાન્યતામાં**

(અ) ચમત્કાર છે કોઈ !
(બ) અમારા કોઈ પૂર્વજોની બાધા !
(ક) અમારા પર શ્રી પ્રભુની કૃપા !
(ડ) વડીલોના આશીર્વાદ ફળયા !
(ઇ) શ્રીપ્રભુએ અમારી પ્રાર્થના સાંભળી !
(આઈ) અમારું પુણ્ય ફળિયુ
(ઑ) અમારા સો સોમયજ્ઞોની માન્યતાનું ફળ

**૨. વૈજ્ઞાનિકતામાં**

(ય) માનવ શરીરનાં મુખ્ય પંચ મહાભૂત તત્વો - અગ્નિ - જળ - વાયુ - પૃથ્વી - આકાશ
આ તત્વો સદા પરમ શુદ્ધ અને શ્રેષ્ઠ ગુણધર્મોથી આકૃષ્ટ છે. જેનું પરિવર્તન સદા શ્રેષ્ઠ જ થાય. જે સૂર્ય જે જે અક્ષાંશે પૃથ્વીની ગતિથી કક્ષા ધારણ કરે છે તે કક્ષા અને જે બખોલમાં બાળક મુકેલું તે એક જ અક્ષાંશે હતું - જે બ્રહ્મ મુહર્તનો સૂર્યોદયનો સમય હતો જે સદા બ્રહ્માંડને શુદ્ધ કરે છે જે જીવને વૃદ્ધિ આપે છે.

(ર) સોમયજ્ઞની ઓરાએ નિશ્ચેતન સમજેલામાં ચેતન પુર્યું - જે જીવનાં પૂર્વજોએ કરેલ યોગ્ય કર્મોનું ફળ યોગ્યતા કક્ષિત યોગ્ય વંશને પ્રાપ્ત થાય.

(લ) અગ્નિ અગ્નિને આકર્ષે - જીવનો આત્મા જ્યોતિ સ્વરૂપ છે, જે સૂર્ય કિરણોથી સચેતન બન્યો. જે સોમયજ્ઞનાં અગ્નિથી તેજોમય બન્યો, ( બાયો ઇલેક્ટ્રિસીટીનું લેસર રૈઝ )

(વ) જળ - વાયુ - પૃથ્વી - આકાશ તત્વો - જે વનસ્પતિઓનાં ઝુંડમાં મુકેલા આ શરીરને સિંચન આપી તેને તંદુરસ્ત અવસ્થામાં જાળવીને નવચેતન જીવનું શક્તિવર્ધન કરે છે. ( જળથી જીવન - વાયુથી પ્રાણવાયુ (જીવન) - ધરતીથી અન્ન (જીવન) - આકાશથી અવકાશ (જીવન) )

- જળપ્રધાન પંચમહાભૂતોનાં સંકલ્પથી પિંડની રચના
- પિંડના મુખથી વાક-ઇંદ્રિય ઉત્પન્ન થઈ
- જેના અધિષ્ઠા અગ્નિ છે તે વાકથી વાણી ઉત્પન્ન થઈ
- જેનું કેન્દ્ર નાભી છે તે પ્રાણ નાસિકારન્ધ્રથી ઉત્પન્ન થયા
- નેત્રોન્દ્રિય થી નેત્ર - નેત્ર ચક્ષુઓથી આદિત્ય ઉત્પન્ન થયું
- શ્રોતેન્દ્રિય થી કાન - કાનોથી દિશાઓ પ્રકટ થઈ
- લોમોથી ત્વચા, ઔષધિ અને વનસ્પતિ ઉત્પન્ન થઈ
- અંતઃકરણથી હ્રદય - હ્રદયથી મન ઉત્પન્ન થયું
- પ્રજેન્દ્રિયથી શિશ્ન - શિશ્નથી વીર્ય - જે વીર્યનાં અધિષ્ઠા જળ છે
- નાભીથી અપાનવાયુ ઉત્પન્ન થયું - અપાનવાયુથી મૃત્યુ
- જળ જેનાથી જીવ સૃષ્ટિ ઉત્પન્ન થઈ.

(ઈ) પંચમહાભૂત તત્વો ચિરંજીવ છે જે સદા જીવ તત્વને શુદ્ધ જ કરે છે - વૈજ્ઞાનિક સિદ્ધાંત છે.

Cell - જે અનેક તત્વોનું સંયોજન છે - મિશ્રણ છે - રસરૂપ છે. જે તત્વો આ પંચમહાભૂત તત્વોની પ્રક્રિયાઓથી જ જીવે છે - મૃત થાય છે, ગતિ કરે છે - સદગતિ કરે છે. આ સર્વે ઘટમાળમાં વૈજ્ઞાનિક સિદ્ધાંતો સમાયેલા છે, જે સદા જિજ્ઞાસા અને પુરુષાર્થથી સિદ્ધિ પામતા અને પ્રમાણિત ફળીભૂત કરતા કરતા નિર્માણ અને નિર્વાણ કરે છે. જે એક હો શ્યામ બહોત શ્યામ ને સાર્થક અને યથાર્થ કરે છે.

(આઇ) જે જીવ નિશ્ચેતન છે તેમાં પ્રાણનો સંચાર કેવળ આ પંચમહાભૂત તત્વો જ કરી શકે છે - જેને આપણે નિશ્ચેતન માનીએ છીએ પણ આ તત્વો એટલા પ્રબળ હોય છે જે શ્રેષ્ઠ પ્રક્રિયાઓથી તેમાં પ્રાણ તત્વ નિરૂપે છે. પૃથ્વીમાં જે નિર્જીવ લવણ છે, જેનાથી વનસ્પતિનું પોષણ થાય છે, વૃક્ષ જે વાયુ અને ધરતીથી પોતાની જીવન સામગ્રી ગ્રહણ કરે છે અર્થાત નિર્જીવ બીજ ગ્રહણ કરી સજીવ ઉત્પન્ન કરે છે ( દ્રષ્ટાંત - માતા સીતા કુંતી પુત્રો પાંડવો - લક્ષ્મણજીને સંજીવની વનસ્પતિ ઔષધિનું સિંચન )

(ઑ) **" મૂર્તમ કૃત્વા ભજેત " - " મૂર્તૌ કૃતમ સર્વમ ભગવતી કૃતમ ભવતિ "**

**શરીર એ અમૂર્ત આત્મતત્વનું મૂર્ત થવાનું સાધન જ છે. અમૂર્ત અંતરંગ શરીરમાં પ્રવેશી મૂર્ત બને છે. અદભૂત ! હે વલ્લભ ! આપને તો જન્મની સાથે જ સિદ્ધાંત અને સિદ્ધતા સિદ્ધ પરિનિમિત કરવા માંડી. જગત માટે નિશ્ચેતન બની જન્મ ધારણ કરી ક્ષણે ક્ષણે વિજ્ઞાન દર્શાવવા માંડ્યુ. જેવી રીતે હવેલીમાં શ્રીપ્રભુનાં દર્શન અને અનુભૂતિ. વાહ ! મૂર્તમાં પણ બ્રહ્મ અમૂર્તમાં પણ બ્રહ્મ.**

**(ઉ) કાળને કેમ જીતવો? જે આપે પ્રથમ જન્મ પુષ્ટિથી જ પ્રકાશિત કરી દીધું.**

(ઊ) પરિવર્તન અને અસરનો સિદ્ધાંત સિદ્ધ કર્યો.

**Sir Oliver Wendell Holmes Sr. લખે છે**

**" On these we burdening woe, O Love Divine! Forever Dear**
**content to suffer, while we know, living and dying, Thou art near "**

" હે પ્રેમી પરમાત્મા ! સદા પ્રિય ! જે દુ:ખોનો બોજો તારા ઉપર નાખીએ છીએ,
અને હું જીવતો અને મૃત્યુ પામી રહ્યો છું તેવા દુ:ખો સહન કરવાની શક્તિઓ તુજમાં છે,
તેનું પરિવર્તન કરી અમોને સદા આનંદમાં રાખવાની પ્રક્રિયા જે તું કરે છે તે જ અનુભૂતિ
સદા અમોને પુષ્ટ કરે છે - તુ અમારી અંદર છે - તુ અમારી સાથે છે - તુ અમારી જોડે છે.

(ઉં) આજ સર્વે તત્વોની શ્રેષ્ઠતા શ્રીવલ્લભાચાર્યજીનાં અંતિમ લીલામાં આ જ દુર્લભ મનુષ્ય દેહનું રૂપાંતર - પરિવર્તન જળ અને અગ્નિનાં મૂળભૂતમાં કરીને તૃતીય લોકમાં સિધાવે છે.

અતિ ગંભીરતા થી વિચાર કરીએ તો
આપણી હિંદુ સંસ્કૃતિને પ્રશ્ન પૂછીએ કે ધર્મ એટલે શું?
આપણાં પૂર્વજોને પ્રશ્ન પૂછીએ ધર્મ એટલે શું?
આપણાં વડીલોને પ્રશ્ન પૂછીએ ધર્મ એટલે શું?
આપણાં અત્યારના વૈદિક ગુરુ અથવા આચાર્યને પૂછીએ ધર્મ એટલે શું?

આપણાં ગૌબ્રાહમ્ણ પ્રતિપાલને પૂછીએ ધર્મ એટલે શું?
આપણે સ્વને પૂછીએ ધર્મ એટલે શું?

વિષય બદલતો નથી પણ સંસ્કાર અને સંસ્કૃતિની નિસરણી પર પગલું ભરવા યોગ્યતા સિંચન કરી રહ્યો છું.

**સંસ્કૃતિ નો ઉત્તર** - આપણાં વેદ, વેદાંત, પુરાણ શાસ્ત્રો, શ્રીમદ ભગવદ ગીતા, અને શ્રીમદ ભાગવતે ધર્મ, જીવ, જીવન, જગત, પ્રકૃતિ, સૃષ્ટિ, બ્રહ્માણ્ડ, બ્રહ્મ અને પરબ્રહ્મ પર સર્વે સિદ્ધ કરેલ જ છે.

**પૂર્વજોનો ઉત્તર** - સમય આધારિત જે રાજા ધર્મ અપનાવે તે ધર્મ અમે ધરતા

**વડિલોનો ઉત્તર** - પૂર્વજોનાં વિધિવત જ્ઞાન અને ભાવ મુજબ જે આચાર્ય અથવા ગુરુ જે આજ્ઞા આપે તે ધર્મ સ્વીકારીને તેનું યથા યોગ્ય પાલન કરવાનું.

**અત્યારના વૈદિક ગુરુ અથવા આચાર્યનો ઉત્તર** - જે પ્રથા, જે કુળ, જે સમજ, જે જ્ઞાન, જે સિદ્ધાંતો સ્ફૂરે તે આજ્ઞા, તે ધર્મ અપનાવી પાલન કરવું અને કરાવવું.

**ગૌબ્રાહમ્ણ પ્રતિપાલનો ઉત્તર** - જે શાસ્ત્ર, ધર્મ પુસ્તક, વેદ આચાર્ય અથવા ગુરુએ જે જ્ઞાન, ભાવ અને ભક્તિ પ્રથાની સમજ છે તે મુજબ ધર્મને કહેવાનો, સમજાવાનો અને કર્મકાંડથી પ્રસ્થાપિત કરવા પ્રયત્ન કરવાનો.

**સ્વનો ઉત્તર** - કુટુંબમાં જન્મ લીધો તેના સંસ્કાર, શિક્ષણ લીધું તેની સંસ્કૃતિ, પૂર્વજો અને વડીલોના આશીર્વાદથી જે દિક્ષા ગ્રહણ કરી તે આજ દિન સુધી અપનાવી અને સેવા ધર્મ પાળીએ છીએ.
કોઈનું કઇંક ખોટું કે ખરાબ ન થાય, કોઈને દુ:ખ કે અપમાન ન થાય તે પ્રમાણે સમજ મુજબ ધર્મ કરીએ છે, પછી તો શ્રીપ્રભુ કૃપા ! શ્રી ગુરુ આજ્ઞા ! શ્રી આચાર્ય આશીર્વાદ !

સૂક્ષ્મતાથી વિચારીએ, સમજીએ - આ અર્થ ધર્મનો છે? આ અર્થ અમારા સંસ્કારનો છે? આ અર્થ અમારી સંસ્કૃતિનો છે? આ અર્થ અમારા શિક્ષણ પ્રમાણે છે? આ અર્થ ભાવ, વિજ્ઞાન, પ્રજ્ઞાનનાં સિદ્ધાંતો પ્રમાણે છે?

આપણે જન્મ, જીવ, જીવન, જગત, પ્રકૃતિ, સૃષ્ટિ, બ્રહ્માણ્ડ, બ્રહ્મ અને પરબ્રહ્મને યોગ્યતાસમજીએ છીએ?

પુસ્તકિયા જ્ઞાન, ધર્મ શાસ્ત્રો, પ્રવચનો, ચર્ચા - વિચારણા, નીતિ નિયમો, યાત્રા, તિથિ વિધિ અને ઉત્સવો મનોરથો, પ્રસંગો, ત્યોહારોનાં વ્યૂહમાં સમય - કાળ - તન - મન - ધન અને સંબંધોનું શું કહીએ છે? ધર્મ !

ના !

**એટલે જ શ્રી વલ્લભાચાર્યજીનો જન્મ, જીવ, જીવન, જગત, પ્રકૃતિ, સૃષ્ટિ, બ્રહ્માણ્ડ, બ્રહ્મ અને પરબ્રહ્મને વૈજ્ઞાનિક સિદ્ધાંતોથી સમજવો અતિ આવશ્યક અને શ્રેષ્ઠ છે.**

જે સ્વ જન્મ, જીવ, જીવન, જગત, પ્રકૃતિ, સૃષ્ટિ, બ્રહ્માણ્ડ, બ્રહ્મ, પરબ્રહ્મને સમય, કક્ષા, કાળ, શિક્ષણ, સંસ્કાર સંસ્કૃતિને યોગ્ય, સત્ય, નિર્ભય, નિષ્કપટ, નિર્વિકાર, દુરિતક્ષય, સલામત, તનુનવત્વ અને આનંદ પમાડે છે.



**વધુ આવતા અંકે**

**પુષ્ટિ સૈદ્ધાંતિક વિચાર અને સાથ સહકાર માટે અચૂક મળો અથવા Email કરો**

Mobile : 9327297507  Email - vibrantpushti@gmail.com

નોધ: કેવળ પુષ્ટિ સિદ્ધાંત શિક્ષણ આધારિત જ આ પદ્ધતિ છે, ન કોઈ દ્વેષ, ન કોઈ વિરોધ, ન કોઈ દૂષિત ઉતેજના પ્રેરિત આ ધારા છે. કેવળ શ્રીવલ્લભાચાર્યજીનાં આશીર્વાદ અને કૃપા સિંચિત જ આ જાગૃત ધારા છે.

મિત્રો - સ્નેહી, સગાવહાલા, સબંધી, મિત્ર વર્તુળને ઝેરોક્ષ કૉપીઓનું સ્વ સેવાએ વિતરણ કરવા વિનંતી છે.

આ અંકનો ઉપયોગ અને ટિપ્પણી લખ્યા બાદ જો પરત કરવો હોય તો ઉપર નાં Mobile નંબર અથવા Email પર જણાવવું.

**" જય શ્રી કૃષ્ણ "**